॥ ૐ ॥

શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ.

# વીર કુણાલ

નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ચંદુલાલ હરગોવનદાસ શાહ.

માલીક " શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ."

હાલ મુકામ–ગ્રાંટરોડ, વીક્ટોરીઆ થીએટર–મુંબઇ.

સુરત ભાગાતળાવ રોડ ઉપર આવેલા ધી " સુંદર "
પ્રિ૦ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી.

કીંમત ૩ આના.

॥ ॐ ॥

॥ सत्सत् परमात्मने नमः ॥

# વીર કુણાલ

## નાટકનો ટુંકસાર તથા ગાયનો.

રચનાર,

પ્રભુલાલ દયારામ દ્વિવેદી એ-જીનીઅર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શાહ ચંદુલાલ હરગોવનદાસ.

"શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ" ના માલીક,

ગ્રાંટરોડ વીકટોરીઆ થીએટર—મુંબઈ.

સંવત ૧૯૭૫ ] [ ઈ૦ સ૦ ૧૯૧૯

આવૃત્તિ પહેલી મુંબઈ. પ્રત ૩૦૦૦

ધી "શંદેર" પ્રીન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી.

બાગાતળાવ રોડ—સુરત.

કીંમત ૦-૩-૦ ત્રણ આના.

# વીર કુણાલ નાટકના મુખ્ય પાત્રો.

## પુરૂષ વર્ગ.

| | | |
|---|---|---|
| અશોક | ... ... | પાટલીપુત્ર નગરનો મહા પ્રતાપી મહારાજા. |
| કુણાલ | ... ... | અશોકનો ધર્મ કર્મ વીર પુત્ર. |
| ઉપગુપ્ત | ... ... | એક બૌદ્ધ ધર્મી સમર્થ સાધુ. |
| માર... | ... ... | બૌદ્ધ ધર્મથી શત્રુતા ધરાવનાર પાપીષ્ટ. |
| કુર્ણદિથ | ... ... | તક્ષશિલા નગરીનો રાજા. |
| રાધાગુપ્ત | ... ... | સમ્રાટ અશોકનો પ્રધાન. |
| રવીપાલ | ... ... | રાણી તિષ્યરક્ષિતાનો વિશ્વાસુ સરદાર. |
| જુઠાભાઇ | ... ... | વડીલોપાર્જીત માલમત ઉડાવી સીધા પછી ધુતે વિદ્યા શીખી લોકોને ધુતવા નીકળેલો વણીક. |
| ચતુર | ... ... | જુઠાથી ચારચંદા ચડે તેવો તેનો નાનો ભાઇ |
| ચંદનદાસ | ... ... | એક લોભી વણીક. |

ઉપરાંત—દરબારીઓ, સભાજનો, સૈનિકો યમદૂતો, કોટવાળ મારવાડી, પ્રતિહાર, ઇત્યાદિ.



# સ્ત્રી વર્ગ.



| | | |
|---|---|---|
| તિષ્યરક્ષિતા | ... | સમ્રાટ અશોક પત્ની અને કુણાલની ઓરમાન માતા. |
| કાન્ચનમાળા | ... | વીરકુણાલની પતિપરાયણા પત્ની. |
| કલ્યાણી... | ... | તિષ્યરક્ષિતાની વિશ્વાસુ દાસી. |
| ભૂલામણી | ... | ચંદનદાસની ઉશ્રૃંખલ પુત્રી અને જુઠાભાઇની પત્ની. |
| કસ્તુરી ક્ર. | ... | ભૂલામણીની ઓરમાન બ્હેન પછીથી ચતુરની પ્રિયતમા. |
| રોહિણી ... | ... | ચંદનદાસની ગર્વિષ્ટ પત્ની. |
| આશા ... | ... | મનુષ્યને મોહપાસમાં નાખનાર વ્યક્તિઓ. |
| તૃષ્ણા ... | ... | |

ઉપરાંત—સખીઓ દાસીઓ વગેરે.

સ્થળ—પાટલીપુત્ર, તક્ષશિલા, હિમપ્રદેશ, નરકાલય, અરણ્ય ઇત્યાદિ.



હીન્દુ ભાઇઓને તેમજ પારસી ભાઇઓને

# ખુશ ખબર.

સારા, સોજ્જા, ખુશબોદાર, મસાલાની પ્રખ્યાત અને પ્રજાની માનીતી દુકાનની વધામણી તમારા ઘર સંસાર કરકસરથી ચલાવો આ મોંઘવારીના વખતમાં હલકો બજારૂ મસાલો વાપરી તન્દોરસ્તીને નુકસાન કરવું એ અતીશે ધાસ્તી ભરેલું કામ છે. મહેરબાનો જો તમારે રોજનો તાજો દલાતો મસાલો વાપરવો હોય અને મો સ્વાદ પકવાનો ખાવા હોય તો જરૂર હમારી દુકાનમાં પધારજોજી તમારી નજર સામે બનતો મસાલો દેખાડવામાં આવસે. અરે ભાઇઓ હમારા મસાલાની

## ભંયકર બાબદ છે !

ઠેકાણું સેંડસ્ટ રોડ, પારેખ હાસ્પીટાલની બાજુમાં
ડો૦ પેઈ બીલ્ડીંગ, મુંબઇ.

## માલેક-જહાંગીર કાવસજી.

મસાલાનું કારખાનું.

જુના અને જાણીતા

# ડાહ્યાભાઈ જગજીવનદાસ

# જરીવાલા




હમારે ત્યાં ચોખ્ખી ચાંદીની ભરતકામની જીક, ટીકી, કાંગરી, કટોરી (પુળીયા) નાકા તથા લાકડી કસબ-ગોટા (રીબીન) વિગેરે દરેક જાતનો જરીમાલ હમારે ત્યાં તૈયાર મળશે તથા ઓર્ડર મુજબ બનાવી આપવામાં આવશે તેમજ ઓર્ડર પ્રમાણે દરેક જાતનું અપ-ટુ-ડેટ ફેશન મુજબનું ભરતકામ બનાવવામાં આવે છે.

હમારા કારખાનાની બનાવટની ઉંચી કારીગરીની ખાત્રી માટે મુંબઇ તેમજ કલકત્તાના મોટા એક્ઝીબીશનોમાંથી સોનાનાં ચાંદ-સરટીફીકેટો મળેલાં છે.

નં૦ ૩૭ ભીંડી બજાર-મુંબઇ.

# વીર કુણાલ.

## નાટકનો પ્રવેશાનુક્રમે સંક્ષિપ્ત સાર.



## અંક પહેલો.



### મંગળાચરણ.

**પ્રવેશ ૧ લો.—ઉપગુપ્તની પર્ણકુટી**—ઉપગુપ્ત ધ્યાનસ્થ બેઠેલો છે ત્યાં બૌદ્ધ ધર્મના પ્રચારથી ક્રોધે ભરાયેલો માર પ્રગટ થાય છે અને પોતાની દુરાકાંક્ષાઓ વ્યક્ત કરતો ઉપગુપ્તને મારવા ધસે છે, એટલામાં ભગવાન બુદ્ધ પ્રગટ થઇ તેને અટકાવી ઉપગુપ્ત તેનો પરાજય કરશે એમ સૂચવી અદ્રશ્ય થાય છે. પછીથી ઉપગુપ્ત અને મારનો વિતંડાવાદ તેમાં ઉપગુપ્ત મહારાજા અશોકને પોતાનો શિષ્ય બનાવવાની પ્રતિજ્ઞા કરે છે અને માર તે પ્રતિજ્ઞા તોડવાનો નિશ્ચય કરી ચાલ્યો જાય છે. ત્યારબાદ ઉપગુપ્તના દુર્જન મનુષ્યો સંબંધી ઉદ્‌ગાર.

**પ્રવેશ ૨ જો—મહાલય**—વિજય કરી આવેલા કુણાલને તેની ઓરમાન માતા તિષ્યરક્ષિતા સખીઓ સાથે વધાવી રહી છે તથા સહસા કુણાલના સ્પર્શથી રોમાંચ અનુભવે છે અને તેના અનુપમ સૌંદર્યને જોઇ મોહ થાય છે પરંતુ કુણાલની પત્ની કાંચનમાળાને સામેથી આવતી જોઇ આશા નિરાશામાં ઝોલાં ખાતી તિષ્યરક્ષિતા ત્યાંથી ચાલી જાય છે અને મંડપની ઓથે છુપાઇ પતિપત્નીની પ્રેમ ચેષ્ટાઓ જુએ છે. બાદ કાંચનમાળા પ્રવેશ કરે છે. અને પુષ્પાહારથી વિજયી કુણાલને વધાવી દંપતિ જાય છે તે જોઇ તિષ્યરક્ષિતાનું મોહમુગ્ધ થવું, ત્યારબાદ મારનું આવવું અને તિષ્યરક્ષિતાને પોતાની જાળમાં સપડાવવી. મોહાંધ તિષ્યરક્ષિતા કુણાલને રાત્રિએ પોતાના શયન મંદિરમાં બોલાવે છે જેથી મારને અત્યંત આનંદ.

**પ્રવેશ ૩ જો—રસ્તો.**—ચંદનદાસની દીકરી ભુલામણીને પરણવા માટે જુઠાભાઇ તથા ચતુર મોટા કરોડપતિ બની ત્યાં આવ્યા છે. એટલામાં ભુલામણી ત્યાં આવી ચડે છે. જેથી જુઠો પોતાની શાહુકારીના ગપાટા મારી ભુલામણીને પોતાની જાળમાં સપડાવે છે. ત્યાં ભુલામણીની નાની બેન કસ્તુરી આવે છે અને મોટી બેનને તેના પ્રેમી સાથે મળતી જોઇ નિરાશ થઇ ચાલી જાય છે જેથી છુપાઇને જોતો ચતુર તેને પોતાની કરી લેવા તેની પાછળ દોડે છે. પછીથી ભુલામણીને જુઠાભાઇનો આનંદ.

**પ્રવેશ ૪ થો—શયન મંદિર**—માતાનો પુત્રપર વિષયમય પ્યાર જોઇ ખેદ કરતી દાસી કલ્યાણી કુણાલ પાસે આવે છે અને તિષ્યરક્ષિતાને મહેલમાં આવવાનું આમંત્રણ કરે છે. કુણાલ રાત્રીના

સમયે એકાન્તમાં આવવાની નાપાડે છે અને દાસીને વિદાય કરી કાંચનમાળાની રાહ જોતો ત્યાંથી નિંદ્રાવશ થઇ જાય છે જેથી તિષ્યરક્ષિતા પોતેજ ત્યાં આવે છે અને કુણાલને જમાડી મોટી મોટી બાહચોમાં લપટાવી નિર્લજ્જતાથી પ્રેમ યાચના કરે છે. પરંતુ કુણાલ તેનો તિરસ્કાર કરે છે જેથી તિષ્યરક્ષિતા પોતાપર અત્યાચાર કરવાની બુમો પાડે છે એટલામાં અશોકનું માર સાથે આગમન. તિષ્યરક્ષિતાની તેની પાસે ફરીયાદ, મારની ઉશ્કેરણી. અશોકનો ક્રોધ નિર્દોષ કુણાલને અયોગ્ય શિક્ષા ત્યાં અચાનક ઉપગુપ્તનું આગમન અને અન્યાય ન આપવાની અશોકને શિખામણ પણ તેથી અશોક વધુ ક્રોધે ભરાય છે. ઉપગુપ્તને દેહાંતદંડની શિક્ષા કરે છે અને કુણાલનું અપમાન કરી દેશપાર કરે છે તે જોઇ મારને આનંદ.

## દેખાવ.

**પ્રવેશ ૫ મો—મહાલય**—આખી રાત્રી પતીનાં દર્શન ન થવાથી ચિંતાતુર થયેલી કાંચનમાળા પાસે કુણાલ આવે છે અને તેને સાથે લઇ પતિપત્ની દેશાંતર જાય છે.

**પ્રવેશ ૬ ઠો—ચંદનદાસનું ઘર**—કસ્તુરી અને ચતુરનો વિનોદ, તેમાં કસ્તુરી યુક્તિથી ચતુરની આંખે પાટા બાંધી છટકી જાય છે. ચતુર તેને ખોળવા ફાંફાં મારે છે ત્યાં જુઠાભાઇ પ્રવેશ કરે છે અને આવી મૂર્ખાઇ માટે ચતુરને ધમકાવી દેવું બહુ થયેલું હોવાથી છટકી જવાની યુક્તિ ગોઠવે છે. ચંદનદાસને બોલાવી પોતાનો કાકો બીમાર હોવાની ગપ ઉડાવેછે. અને જવાની ઉતાવળ કરી

પોતાની તીજોરી તથા તેમાંનું બનાવટી જરજવાહીર ચંદનદાસને સોંપી દે છે જેથી લોભીયો ચંદનદાસ વધુ લોભાય છે અને ભુલઃમણીનાં તેની સાથે તત્કાળ લગ્ન કરી તેને વિદાયગીરી આપે છે.

**પ્રવેશ ૭ મો—ઉદ્યાન**—દેહાંતદંડની શિક્ષાને એક પ્રહારનો વિલંબ હોવાથી સાધુ ઉપગુપ્ત નરકાલયની આગળના બગીચામાં ધ્યાનસ્થ બેઠેલો છે ત્યાં માર પ્રગટ થાય છે. અને આશા તૃષ્ણા આદિ સહચરીઓને બોલાવી ઉપગુપ્તને મોહમુગ્ધ કરવા કહે છે.

## સીન ટ્રાન્સફર.

આશા તૃષ્ણા મોહક અભિનયથી ઉપગુપ્તને લલચાવે છે પરંતુ ઉપગુપ્ત તેને ઓળખી જવાથી તેનો તિરસ્કાર કરે છે જેથી સરદાર વેશે આવેલો માર ક્રોધે ભરાઇ ઉપગુપ્તને નરકાલયમાં લઇ જાય છે.

## સીન ટ્રાન્સફર

**ભયાનક નરકાલય**—ત્યાં અશોક પ્રવેશ કરે છે અને સાધુના ઉપદેશને મિથ્યાદંભમાની બે મોટા પથ્થર વચ્ચે છુંદી નાંખવાનો હુકમ ફરમાવે છે. યમદુતો ઉપગુપ્તના માથાપર પથ્થર પડતો મૂકે છે. પરંતુ ઉપગુપ્તના માથાને સ્પર્શ કરતાં પથ્થર ફાટી તેમાંથી ભગવાન બુદ્ધનાં દર્શન થાય છે. તે જોઇ અશોક ભય પામી ઉપગુપ્તના ચરણમાં પડે છે.

## ટેબ્લો.



# અંક બીજો.



**પ્રવેશ ૧ લો. રાજસભા**—તક્ષશિલા નરેશ કર્ણદેવની રાજસભાં આવીને કુણાલ દ્વંદ યુદ્ધની માંગણી કરે છે કર્ણદેવ તે સ્વીકારે છે. પરંતુ યુદ્ધમા કુણાલ તેને પરાજય આપી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી પોતાનો મિત્ર બનાવે છે. ટેબ્લો.

**પ્રવેશ ૨ જો—આવાસ**—કુણાલને વિજય મળવાથી આનંદેલો અશોક તિષ્યરક્ષિતા આગળ આવી કોઇપણ વસ્તુ માંગવાનું કહે છે. તિષ્યરક્ષિતા માત્ર તેની રાજમુદ્રિકા માગે છે તે આપીને અશોક જાય છે. પછીથી રાણી કુણાલ પાછો ન આવે એટલા માટે અશોકના નામથી કર્ણદેવ ઉપર કુણાલની આંખો ફોડવાનો પત્ર લખી અશોકે આપેલી મુદ્રિકાની મોહોર કરી પોતાના વિશ્વાસુ અંગરક્ષક રવીપાળ સાથે તક્ષશિલા મોકલાવે છે.

**પ્રવેશ ૩ જો—વિલાસ ભુવન**—તક્ષશિલાપર વિજય મેળવ્યા પછી ત્યાંના રાજભુવનમાં કુણાલ કાંચનમાળા સાથે વિલાસરંગ રેલાવી રહ્યા છે ત્યાં કર્ણદેવ રવીપાળ સાથે આંખો ફોડવાનો પત્ર લઇને આવેછે. કુણાલ તે પત્ર વાંચી પિતાની આજ્ઞાપર તે પોતાની આંખો ફોડવા તૈયાર થાય છે. કર્ણદેવ બહુ બહુ કલ્પાંત કરે છે. પરંતુ કુણાલ પોતાની ધારણામાં દૃઢ રહી પિતાની આજ્ઞાને માન આપી મારાઓના કંપતા હાથ પકડી પોતાની જાતને આંખો ફોડી નાખે છે. ટેબ્લો.

**પ્રવેશ ૪ થો—જુઠાભાઈનું ઘર—**કરોડપતિ સાથે ભોગવિલાસ ભોગવવાની આશાવાળી ગુલાબમણી આગળ જુઠાનું પોગળ ખુલ્લું પડી જવાથી નિરાશ થાય છે અને બંને ભાઈઓને ધુતારા જાણી પોતાની ભૂલ માટે પસ્તાય છે પણ આખર કુલીન માબાપની દીકરી તેજ ગૃહસંસાર નિભાવવાનો નિશ્ચય કરે છે. એટલામાં જુઠાનો એક લેણીયાત આવે છે જેથી જુઠો ને ચતુર છુપાઈ જાય છે અને ગુલાબમણી તેને પોતાના મોહમાં ફસાવી નાણાં પડાવે છે પછી જુઠો ને ચતુર લ્હેણીયાતને માર મારી કાઢી મૂકે છે ભાઈને આવી ચતુર વૈરી મળેલી જોઈ ચતુરને ખેદ થાય છે અને જુઠો તેને દીલાસો આપી તેનો સસરો પોતાને ત્યાં આવવા નીકળેલો હોવાથી રસ્તામાં તેને લુટવા બંને ભાઈઓ લુટારા બનીને જાય છે.

**પ્રવેશ ૫ મો—મહાલય—**ધર્મ પ્રચાર કરવા માટે દેશાંતર જતો ઉપગુપ્ત અશોકને ઉપદેશ આપી વિદાય થાય છે તે જોઈ રાણી તિષ્યરક્ષિતાને આનંદ ત્યાં સરદાર રવિપાળનું આવવું અને કુણાલની આંખો રજુ કરવી. તિષ્યરક્ષિતા પોતાના અપમાનના બદલામાં તે આંખોને પગ તળે ખુંદી નાંખવા તૈયાર થાય છે રવિપાળ તેમ કરતાં અટકાવે છે જેથી તિતંડાવાદ પરિણામે રવિપાળનો આપઘાત.

**પ્રવેશ ૬ ઠો—જંગલ—**અંધ કુણાલ અને કાંચનમાળા પહાડના પથ્થરોમાં અથડતાં ક્ષુધા તૃષાથી પીડાઈ રહ્યાં છે ત્યાં માર કિરાત વેશમાં આવીને તેમને ધર્મ ભ્રષ્ટ કરવાના હેતુથી પોતાની માયાથી ઉપજાવેલું તામસી ભોજન આપે છે. પરંતુ દૈવેચ્છા જુદીજ હોવાથી જેવી કાંચનમાળા રોટલો કુણાલના હાથમાં આપી પાણી

ભરવા જાય છે તેવુંજ એક પક્ષી આવીને કુણાલના હાથમાંથી રોટલો ઝુંટવી જાય છે તે જોતાં કાંચનમાળાના હાથમાંથી પાણીનું વાસણ પડીને તુટી જાય છે અને કાંચનમાળા મુર્છાવશ થાય છે. પોતાનો આપેલો ખોરાક પક્ષીને ઝુંટવી જતું જોઇ માર આશ્ચર્ય પામે છે અને કોઇ બીજી યુકિત કરવા વિચાર કરે છે ત્યાં સામેથી ઉપગુપ્ત આવતો જોઇ માર અદ્રશ્ય થાય છે. પાછળથી કાંચનમાળાને મૃત્યુ પામેલી ધણી કુણાલનું કલ્પાંત આત્મઘાતની તૈયારી ઉપગુપ્તે તેને તેમ કરતાં અટકાવવો કાંચનમાળાને સાવધ કરવી અને દંપતિને ઉપદેશ,

**પ્રવેશ ૭ મો—જંગલ**—લુટારા બનેલા જુઠો અને ચતુર ચંદનદાસની પાસેથી તીજોરી અને માલમતા લુટી લઇ કસ્તુરીને પકડી રાખી ચંદનદાસ ને રોહીણીને કાઢી મૂકે છે પછીથી ભય પામતી કસ્તુરી સમક્ષ ચતુરનું ખરા રૂપમાં જાહેર થવું, અને પ્રેમીઓનો વિનોદ.

**પ્રવેશ ૮ મો—અશોકનો આવાસ**—કુણાલના કાંઇપણ સમાચાર ન મળવાથી અશોક ચિંતાતુર અવસ્થામાં બેઠેલો છે ત્યાં કર્ણદેવ અને પ્રધાન રાધાગુપ્ત આવી કુણાલની આંખો ફોડી નાંખી દેશપાર કર્યાના ખબર આપી તેની કરતા માટે ઠપકો આપે છે પરંતુ અશોક પત્ર લખ્યાનો ઇનકાર કરે છે જેથી બધા ગુંચવાડામાં પડી જાય છે ત્યાં દાસી કલ્યાણી આવે છે તેને શાંતતાસથી મનાવે છે અને કલ્યાણી બધું પોગળ ખુલ્લું કરે છે ત્યાં તિષ્યરક્ષિતા પોતાની ગુપ્ત બીના બહાર પડતી અટકાવવા માટે કલ્યાણીનું પીસ્તોલથી ખુન કરે છે. પરંતુ અશોક તેને જોઇ જાય છે જેથી રાણી મેધડક નીચે

આવે છે તેને નીચે પટકી સાચું શું છે તે મનાવે છે. રાણી સઘળું કબુલ કરે છે જેથી અશોક તેનો વધ કરવાનો હુકમ ફરમાવે છે ત્યાં ઉપગુપ્ત પ્રગટ થઇ આ સર્વનું કારણ પાપીષ્ટ મારે છે એમ બતાવી અશોકને સ્ત્રી હત્યા કરતો અટકાવે છે. ટેબ્લો.



# અંક ત્રીજો.



**પ્રવેશ ૧ લો—ઉપવન**—દરેક પ્રયત્નમાં નિરાશ થએલો માર કોઇ બીજી યુકિત ગોઠવવાનો નિશ્ચય કરી જાય છે ત્યાં કુણાલ અને કાંચનમાળા આવી ચઢે છે અને આ નગર પાટલી પુત્ર છે એમ જાણી પિતાએ કરેલી દેશપારની આજ્ઞા ન લોપવા માટે પ્રાતઃકાળમાં શહેર ત્યાગી જવાનો નિશ્ચય કરી રાતવાસો કરવા માટે કોઇ સ્થાન શોધતાં આગળ જાય છે.

**પ્રવેશ ૨ જો મહાલયની આગળનું મેદાન**—અશોકના શયન મંદિરના નીચે થઇને કુણાલને કાંચનમાળા નીકળે છે ત્યાં પહેરેગીર ધકકા મારી પાછા કાઢે છે. જેથી કુણાલ સમયની મહત્તા દર્શાવે છે તે સાંભળી અશોક જાગૃત થઇ નીચે આવે છે અને કેટલીક વાતચીત પછી પરસ્પર ઓળખાણ અને પિતા પુત્રનો મેળાપ.

**પ્રવેશ ૩ જો—કારાગાર**—તિષ્યરક્ષિતાનો પોતાની ક્રુરતા માટે પશ્ચાતાપ અને આત્મઘાતની તૈયારી ત્યાં અશોક આવી તેને અટકાવે છે. ત્યારબાદ અંધ કુણાલ કર્ણદેવ સાથે ત્યાં આવે છે તેને જોતાંજ

પશ્ચાત્તાપ કરતી તિષ્યરક્ષિતા તેની પાસે અપરાધની ક્ષમા માગી પોતાની આંખો ફોડવા તૈયાર થાય છે પરંતુ ઉપગુપ્ત આવી તેને સાહસ કરતી અટકાવે છે અને કુણાલને પુનઃનેત્ર પ્રાપ્તિ થાય છે. પછી પાપથી સળગતા અને ક્ષમા માગતા મારનું આવવું તેને ક્ષમા અને સર્વનો તેના તરફ તિરસ્કાર. ટેબ્લો.

પ્રવેશ ૪ થો—જુઠાનું ઘર—પોતાને લુટી લેવાથી દુઃખ રોતાં ચંદનદાસને રોહીણી આવે છે અને કસ્તુરીને લૂટારા લઇ ગયાની ખબર આપે છે ત્યાં ચતુર કસ્તુરીને લાવે છે અને લુટારાઓ સાથે લડાઇ કરી છોડાવી લાવ્યાની બડાઇ મારે છે અને તેના બદલામાં કસ્તુરી પોતાની સાથે પરણાવવાનું માંગી લે છે પણ ચંદન તેમને ધુતારા તરીકે ઓળખી ગયેલો હોવાથી સાફ ઇનકાર કરે છે. ત્યાં જુઠો કોટવાળને લઇ આવે છે અને પોતાની તીજોરી માગે છે પણ તે ન હોવાથી કોટવાળ પાસે સસરા સાસુને કેદ પકડાવે છે જેથી લાચાર થઇ કસ્તુરીને ચતુર સાથે પરણાવવાનું ચંદન કબુલ કરે છે જેથી સર્વને આનંદ.

પ્રવેશ ૫ મો—મહાલય—દ્રષ્ટિ પામેલ કુણાલ અને સઘળાં દુઃખો દુર જવાથી આનંદમાં આવેલી કાંચનમાળાની પ્રેમ ચેષ્ટાઓ.

પ્રવેશ ૬ ઠો—બુદ્ધચૈત્ય—ઉપગુપ્ત અને બીજા સાધુઓ સમક્ષ જે સ્થળે નરકાલય હતું તે સ્થળે બાંધેલું વિશાળ ચૈત્ય ભગવાન બુદ્ધિની પ્રતિમાનું દર્શન અને સર્વત્ર જયજય.

સમાપ્ત.

# પ્રેમ અને મહોબતનો બગીચો.

## આ દવાઓ ખાસ રાજા મહારાજા અને પ્રીન્સોને માટે બનાવી છે.

એક કલાકમાં અજબ શક્તિ પેદા કરનારી બળ, બુદ્ધિ, યાદ-શક્તિને તેજ કરી જાદુની માફક એકદમ ચમત્કાર બતાવનારી ખાસ

### ( ક્રીમ ઓફ ટોનીક પીલ્સ. )

કાયમની શકિત મેળવવી હોય અને જુવાનીનો પુર જોશ શક્તિનો પાવર લેવો હોય તો ( ક્રીમ ઓફ ટોનીક પીલ્સ વાપરો ) આઠ દિવસ અજમાયસ માટે રૂ. ૭૫)

### ( નાઈટ પીલ્સ )

પ્રેમના વિલાસીજનો માટે ગોળીઓ ગયા જુવાનીનું જોબન પ્રેમ રસની ખરી મજા લેવી હોય તો આ પીલ્સ એકવાર વાપરો. ગોળી ૧ ની કીંમત રૂ૦ ૫) અડધા કલાકમાં નાઈટ પીલ્સનો અજબ ચમત્કાર જોવો હોય તો એક ગોળી વાપરી ખાત્રી કરો.

### પંદર મીનીટમાં ઇલેક્ટ્રીક પાવર લાવી અજબ શકતી પેદા કરનારૂં.

### શક્તિ સંજીવન તેલ છે.

એકદમ કૌવતનો પુર જોસ પાવર લાવનારૂં અને શક્તિને સજીવન કરનારૂં આ તેલ છે.

શરીરની નબળી પડેલી નસોને જાગ્રત અને બાબી કરી કવતનો પુર જોસ પેદા કરે છે. પક્ષઘાત, લકવો, લુન મારેલી નસો માટે અકસીર આ ચમત્કારીક તેલ છે. કી. તોલા ૧ ના રૂ. ૨૧૦) છે.

જવાબ માટે રૂપીયા બે આવે જવાબ મોકલવામાં આવશે. હકીકત જાણવા માંગતા હો તો રૂ. ૧) મોકલો તો અમારી દવાઓનું કેટલોગ મોકલી આપીશું.

**ડુબાલ મેડીકલ હૉલ, ૩૨ ચર્નીરોડ મુંબઈ ૪.**



શ્રીગણેશાયનમઃ

શ્રી

# વીર કુણાલ.

## નાટકના ગાયનો

---

## અંક પહેલો

---

### ( મંગળાચરણ )

સુત્રધાર અને બાળાઓ— ૧

મંગળ કર શિવ સકલતું
વિપદહર અભય કરતું
સંભુ સ્મરણ દુરિત હરણ
કરીયે ધરી ચરણ શરણ
અશરણ શરણ શશીભાલ—

બાળાઓ— ૨

ક્યાં છે ભારતના રત્ન તે અમારા પ્યારાં
માતૃભૂમી તણા તેજને નયનોનાં તારા
ધન્ય રમણી સાવીત્રી સીતાને તારા
જેના યશની આદેશે વર્ષે છે ધારા
ભૂતકાળ તણી ભવ્યતાથી ગાજે
માતૃભૂમી અમારી શું આતે
માતૃભૂમી એની એજ ગયું પહેલાનું તેજ
ગયાં પ્રાણુપણે ટેક જાળવનારા—

ઉપગુપ્ત— ૩

દુર્જન છે મનના મેલા સ્વભાવેજ એવા
તેથી ભલા બુરાથી ન લેવા દેવારે હો જીવડારે
આશા હૃદયમાં તારા હલકટ હેવા
સજ્જન નીજનું સર્વ દઇ અભર કરે ઉપકાર
દુર્જન અન્યનું સર્વ લઇ ભરે પાપનો ભાર
કર જીવ સુકૃત્ય ભવ તરવારે—
જેણે જગમાં જન્મ લઇ ભર્યો સ્વાર્થ ભંડાર
સાધ્યો નહિ પરમાર્થ તો વૃથા ગયો અવતાર—

સખી, તિષ્ય, કુણાલ— ૪

અંતરના પુષ્પોથી સજની વીર યુવરાજ વધાવો આજે
માણેક મણિ મુક્તામય સોહે રાજહંસ રીઝાવો, આજે

ઉરના આનંદથી કીર્તિની માળા
કંઠે સોહાવે એ રસ રઢીયાળા
નરવર એ રતિવર સમ રાજે—
સ્નેહી જનના સ્નેહમાં છે હર્ષામુત પાન
વસુધા પણ ઝગઝી રહી હર્ષ વસ્ત્ર પરિધાન—

**કાંચનમાળા—** ૫

કર્યાં વહે મમ જીવન સરણા
રસ ભરિત અમી ઝરણુ નયના—
છું અધીરી દર્શ પ્યાસી, પ્રેમજોગી પ્રિય કરનાં—
એ છબીપર પ્રાણુ વારૂં, દર્શ પામુ જો મનહરના—

**કાંચન અને કુસુમ—** ૬

સુરભિ નીરખી શ્યામની મધુર પુષ્પ શરમાય
તે લજ્જાની જવનિકા આ રીતે વિખરાય
આ પ્રાણુતણાં પુષ્પોને પિયુ કરમાવશો ના
મને શરમાવશો ના ફરી તલસાવશો ના
હૃદય મણી શીરતાજ અમારા જીવન સુધા ભરનારા
કદી ન્યારા થશો ના—
સ્નેહ સુત્રમાં પુષ્પ રસાળાં રહી વીવશ રંજન કરનારાં
તેના દોષ દિલાવર દીલમાં લાવશો ના—

ભૂલામણી— ૭

હું મદમાતી ભુલામણીને નામે પંકાતી
કોઇ લ્હેરી જોઇ લજવાતી હું બચક છઓ લેખાતી
ભર જોબનમાં ઝોલાં ખાતી દેવ દર્શને જાતી
નીરખી કૈંકની અંતર કળીઓ ખીલીને કરમાતી
રસણી છલકે મુઇ છાતી—

ભુલામણી-જુડો— ૮

હુતોં વારૂં આ તનમન જાન તમપર કુરબાન
આજ મારાં આગણાં શોભાવજો
અમે પરદેશી પ્રેમ ભુખ્યા હડકાયા મહેમાન—આજ૦
નખરાં ઓછા કરોને કાળજું કોરાયજો
મુરતી જોઇ મીઠી મને કંઇક કંઇક થાયજો—

કાંચનમાળા— ૯

નંદન વનની કોકીલા તું ટહુકી રહે તરૂ છાયામાં
જેથી જાગૃત પળપળ રહું હું પ્રફુલ્લ પિયુની માયામાં
રસ સીંચે તરૂવર વલ્લીમાં હર્ષ ભરે શશીવર રજનીમાં
સ્વામી સ્મરણ તેમ ચેતન અરપે નિર્જીવ જડ મમ કાયામાં
માન સરોવર હૃદય અમારાં રાજહંસ જીન સુનાં બીચારા
આજ અમારા હૃદય વિરામા રજની વાંસે છુપાયા ક્યાં

કાંચન અને કુણાલ— ૧૦

અમારા દેશને છોડી અમે થાનાર પરદેશી
હૃદયને મેળવી લેશે અમારો પ્યાર પરદેશી
થયા દુર્ભાગીયા એવા તજવી દેશની સેવા
ભટકશું પારકા ઘરમાં બની લાચાર પરદેશી
અમારા દેશ બંધુઓ અમારી જન્મ ભુમીમાં
હવે છેલ્લા પ્રણામો છે અમે હદપાર પરદેશી—

કસ્તુરી— ૧૧

અજબ સુરત મદભરી આ મોહીની શોભાવતી
અલબેલા કોઇ છેલને લોભાવતી
રસભીના કોઇ લાલને લટ્ટુ બનાવતી—
છું હું જુવાન બાળા જોઇ છેલ અટક્યાળા
કોઇ આંખડી લડાવે પાગલ પીયાઓ ત્યારે
પણ હું તો એ છેલની છબી છુપાતી—

ભુલામણી-ઝુડો— ૧૨

ડીલના આરા અમારા છો શ્યામ અમારા
સલુણા લોચન તારા
ભલભલાને ભુલાવે ભુલામણી એવાઓને નરસાળાં

પરાશ કાધો તે રાખી હ્રદયમાં દીધાં છે પ્રેમનાં તાળાં
એ ઉરનાં બંધન બળવાળાં
નવ છુપે પ્રાણ મારાં—છોo
જોડું જુગતું થયું આપણું જગના લોકો જોશે
આ બુલબુલને જોઈ કઈક તો માથે ઓઢી રાશે
કહેશે સહુ તમારી વહુ...........ભલભલાને

આશા-તૃષ્ણા-સખીઓ— ૧૩

મેલવા નીલ વસંતને કામ ધનુષ ટંકાર
પુષ્પ વેલીઓ ઝુકી રહી વર્ષાવે રસધાર
આવો આવોને આજ રાજ
જોગીને લોભાવો
સાધી હૈયાપર નૈનબાણ મોહમાં ફસાવો
મદન રાજની ધુણી જગાવી ભરમાવી બંધનમાં
જોગી રાજનો જોગ તજાવી લલચાવું લોચનમાં
ભુલે જ્ઞાન ભાન ધ્યાન
કસી કંચુકી કસ કસતી હું રસબસ કરું બસ તનમાં
અમૃત રસનું પાન કરાવી રાખું મોહન મનમાં
ભુલે સાન ભાન ધ્યાન

# અંક બીજો.



વારાંગના-ઉસ્તાદ—  ૧૪

સાંવરા તીહારી તીરછી નજરીયાં
કટગઈ મેરા જીગર પીયરવા
હમપર ડારી તીરછી નજરીયાં
કપસે કટા નાજુક જીગરવો કુછ નહીં આયા નજર
ફીરતી રહા જાતા હૃદય સંગદીલ સનમકે નામપર
લેજા કભી ઉસ દર્દીઓકો ફરકા મઝીલમેં
ફીરતી નહીં કુદરત ખુંઝ દીલકી દવા હય દીલમેં

સખીઓ—  ૧૫

સખી જોને ચંદરીઓ પેલે જોને આકાશ ઉરે જોને
રાજે કેવા રંગમાં
એના મંદમંદ હાસ્યે અમી મ્હોને અંધારા ઉરના ખોને—
આ રશ્મિ શીતળ ચંદ્રનાં વસુધા પરે પડતાં સખી
કીરણો તણાં કુસુમો કરી વસુધા વધાવે વ્હાલથી
વ્હાલમ તણું સુખચંદ્રથી અમૃત મધુર ઝરતાં સખી
હૃદયે ઝીલી એ ધાર સૌ વ્હાલમ વધાવો વ્હાલથી

નાની સખી—          ૧૬

હું તો વીધ વીધ રંગ બતાવું નેન નચાવું
ને લલચાવું મારા કંથને વશ કરવા
રીસ કરી જોઉં આડી આંખે ભૂમી ખણતી શરમાતી
હાંરે સખી લળીલળી હું લચકાતી—
મનાવતાં પણ હું મરડાતી છણકે છટકી જાતી
કહે માફ કર કાલાવાલા કરતાં હું હરખાતી
હાંરે સખી હસી હસીને ખસી જાતી
પગે પડે જ્યાં પ્રીતમજી ત્યાં પાણી પાણી થાતી—

કાંચન અને કુણાલ—          ૧૭

જ્યાં પ્રેમ વીણા પ્રીય મારા મંજુલ કરતી ઝણકારા
ત્યાંથી ન્યારાં થઇને પ્રેમી ક્યાં જશે
એ વિણાથી વીશ્વડોલે પ્રણય રસના મંત્ર બોલે
તે રસમાં જે પરવશ થાતાં
જાઓ કહે ત્યાંથી નવ જાતાં
અનુભવનાં સ્મરતાં સ્નેહનાં ગીતડાં જાગશે—

કુણાલ—          ૧૮

આંખ જો જગત ફરી ફરીથી જોવું નથી
રે દશા બુરી થતી તથાપી રોવું નથી

રે અભાગી આંખ તું ખરી અભાગણી હશે
હું પિતુ વચનથી ફાડું આં પાપીણી—

**જુલામણી—** ૧૯

મારા પાતળીયાની જોડ જગમાં ના જડેરે
એ ખળ હું મોઢાની મોળી
રીઝાવું પ્રીતી રસ ઢોળી
મદન રંગથી રસીયો રોળી
ધરૂં પ્રેમની ઝોળી જોડી ના જડેરે—

**જુલામણી અને હહેરી—** ૨૦

તમે લાલ છો લટકાળા હું મોંઘી મોહનમાળા
મોતીડાં મોઘાં લાવો આ માળામાં મઢાવો
ચાલું લટકતી થઇ હું શેઠાણી ચાવી તીજોરીની લાવો
નહીં તો પરણીને રખી પ્રીતમજી ભોળી ભામાને રડાવો
પરો અહોંસે હીરા મોતી શેઠાણી મું લાઉં
લાડીજી સેવક બન જાઉ થારો હુકમ ઉઠાઉં

**જુઠા-ચતુર—** ૨૧

હું ખાપરો હું કોડીયો જોડી વીંછીને સાપની
મોઢાં ડસીને પૂછ્યું કે બુદ્ધિ કોઇના બાપની

કાયદો પૂછી શકે નહીં એવી વિદ્યા આપની
કાયદેથી બોલી ફરવું છે બુદ્ધિ ક્રોધના બાપની
માથાઓ મુંડી મુર્ખના પહેરાવી ટોપી માપની
કહેવું અમે શું જાણીયે છે બુદ્ધિ ક્રોધના બાપની
પોલો સહુ સંસાર અહી પરવા કરોના પાપની
શ્રીકૃષ્ણ ગીતામાં કહી ગયા છે બુદ્ધિ ક્રોધના બાપની—

ઉપગુપ્ત— ૨૨

તારૂં ખેતર હરણાં ખાયરે જંજાળી જીવડા
તારૂં જીવતર એળે જાયરે જંજાળી જીવડા
દશ ઇન્દ્રિય હરણી ગણી કાયા ખેતર રૂપ
પાણી કડવું બીજને પૂરે મોહ ક્રોધનો કુપરે—
કર્મ કુપળ ખીલતાં જ્યાં કામ પુષ્પ દેખાય
હરણ છોડતાં ચરી જતાં ત્યાં દુઃખજ અંતે થાયરે—

ઉપગુપ્ત— ૨૩

કારી નયનથી નચાવે નારી પામર નરનાદાન
નીર વીના ધરતી પર તરતી પાંખ વિના આકાશે ફરતી
શસ્ત્ર વિના શબ્દે સંહરતી
ઇચ્છા જે ધરતી તે બોલ્યા વીણ પણ એ કરતી
એ બળવાન નારી

જુઠી હસતી જુઠી રડતી મુખથી અમૃતમય ઉચરતી
હૃદયે ઝેર હળાહળ ભરતી
કામ ક્રોધમાં ભૂલી ફરતી કાળાં આચરતી નહિં સમાન નારી

ઉપયુક્ત— ૨૪

છોડી દુનીયાની માયા કાયા તે કામનીરે
પરહિત કારણ નવ રાખો પરવા ધન ધામનીરે
ખાન પાનની પીડા તજીયે ભવ તારકને ભજીયે
ઘરઘર ભટકી ધર્મ ધ્વજા લઇ દેશની સેવા સજીયે
સાચી કમાણી કરવી નીતિ દયા દામનીરે—

ચતુર અને કસ્તુરી— ૨૫

પાતળીયા લેંતો પ્યારમાં મુજને પરવશ કીધી
ચતુરાને પણ આ ચતુરીયે કેવી બાંધી લીધી
બાંધી લીધી પરવશ કીધી
જો હું શેર તું સવાશેર આ જુગતી જોડી જામી
રંગે રંગ ભળે દુનીયામાં તોજ મજા મનમાની
આ દુનિયામાં સિધ સાધક થઇ લઇશું જીવન લ્હાણું—

# અંક ત્રીજો.



કુણાલ અને કાંચન— ૨૬

હતાં સંસાર વાડીમાં અમે પુષ્પો પ્રભાવાળાં
થતાં ઉષા ખીલ્યાતાંને રહ્યાતાં ખુબ રઢીયાળાં—
ડુબ્યો ભાનુ વીતી સંધ્યા નિશા થઇ ઘોર અંધારી
રહ્યાં તે પુષ્પ પણ તેમાં સુગંધી પૂર્વની ન્યારી—
સહુ જોશો સુખોનો અંત આવો દુઃખમાં વારો
કળા ખીલી સુધારો ને પ્રબળ વેગે ખરી જાશો—
અરે તેથી ખર્યાં પહેલાં ભલું કર કંઇ જીવન ભરમાં
કરી પરમાર્થની તરણી તરીજા આ વીષમ સરમાં—

કુણાલ— ૨૭

સમય જો હોય સારો તો બધો સંસાર સારો છે
સમય સારો સીધાવ્યો ત્યાં નહિં સંસાર તારો છે—
ચડે વાદળ ચડે ભરતી ચડે જોબન વધે લક્ષ્મી
ઘડીમાં તે પડી જાતાં સમયનો રંગ ન્યારો છે—
સમય સારે ન સારૂં જો કરેલું બહુ બધારો છે
પછીથી આવતે ખત્તા સમયનો રંગ ન્યારો છે—

જુઠો, ચતુર, વિગેરે— ૧૮

આવી કરી (૩) જુઠાભાઈ
બુદ્ધિ કોઈના બાપની જગદ ભરમાં
હારીને આવ્યા છે હાલ ઠેકાણે આ લોભીલાલ
રોપો માંડવો હે ચતુરજી
વીવા ઝટ થાય પછી ભલે ઝખમારે બહુ
ફેરાં ફરે વર વહુ માનીયે આનંદ બહુ—બુદ્ધિ૦
મંગળ ગાતાં હરખાવો આમણુ ચોરી બધાવો
વરકન્યાને પરણાવો મધુરાં વાજા વગડાવો
ઢીંગ ધતીંગ ( ૩ ) ઢીંગ ( ૫ )—બુદ્ધિ૦

કાંચન અને કુણાલ— ૨૯

મીઠી મીઠી પ્રમદાને પિયુની છાય
જેમાં હૈયાં પ્રેમીના હીંચોળા ખાય
અમી વરસાવે એ તાપ શમાવે એ
ખીલે ઉરના સુમન શશી જોઈને
ઝીલે જીવન સુધારસ મોહીને
રતિરસના સરવરના તટપરના ઉપવનમાં—



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજનો મુકામ જ્યાં હોય ત્યાંથી રોકડા કીંમતે મળશે, વી૦ પી૦ થી મોકલવામાં આવશે નહીં.

| | નામ | | | કીંમત. |
|---|---|---|---|---|
| ૧ | દાનવી માયા નાટકનાં ગાયનો | | | ૦-૩-૦ |
| ૨ | સૂર્યકાન્ત | ,, | ,, | ૦-૪-૦ |
| ૩ | ભોડાભો | ,, | ,, | ૦-૩-૦ |
| ૪ | સુધા ચંદ્રિકા | ,, | ,, | ૦-૩-૦ |
| ૫ | પ્રેમ સંહાર | ,, | ,, | ૦-૩-૦ |
| ૬ | પાવાગઢનો પ્રલય | | ,, | ૦-૪-૦ |
| ૭ | શંકરાચાર્ય | ,, | ,, | ૦-૩-૦ |
| ૮ | શકુંતલા | ,, | ,, | ૦-૩-૦ |
| ૯ | વીર કુણાલ. | ,, | ,, | ૦-૩-૦ |

માલેક

**શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ.**